હોય, વસ્તુમાં ભેલ સંભેલ કીધો હોય, સખરી દેખાડી નખરી આપી હોય, જે કોઈ રાઈ સંબંધિ દોષ લાગ્યો હોય, તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥ ૫ ॥

ચોથુ સ્થૂલ સ્વદારા સંતોષ પરદારા ગમન વિરમણ વ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તે આલોઉં. ઇત્તર થોડા કાલની રાખીશું ગમન કીધાં હોય અપર ગ્રહીતનાં ગમન કીધા હોય. અનંગ ક્રીડા કીધી હોય. પરાયા વિવાહ નાતરાં જોડયા હોય. કામભોગ તીવ્ર અભિલાષે સેવ્યા હોય. સેવરાવ્યા હોય. સેવતાં પ્રત્યે અનુમોદ્યા હોય. જે કાંઈ રાઈ સંબંધિ દોષ લાગ્યા હોય. તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૬ ॥

પાંચમું ઇચ્છાપરિગ્રહ પરિમાણ વ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય, તે આલોઉં. ધન ધાન્યનું. ખિત્તવત્થુનું રૂપા સોનાનું, દુપદ ચઉપ્પદનું, કુવિધાતુનું. પરિમાણ અતિક્રમ્યું હોય, જે કોઈ રાઈ સંબંધી દોષ લાગ્યા હોય, તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥ ૭ ॥

છઠ્ઠું દિશિ પરિમાણ વ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય, તે આલોઉં, ઊંચી, નીચી. તીર્છી, દશો દિશિનું પરિમાણ, અતિક્રમ્યું હોય, વ્યતિક્રમ્યું હોય એક દિશિ વધારી

હોય, એક દિશિ ઘટાડી હોય, પંથને સંદેહે મરજાદા લોપી આઘો ગાલ્યો હોય, કોઇ રાઇ સંબંધિ દોષ લાગ્યા હોય, તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૮ ॥

સાતમું ઊપભોગ પરિભોગ પરિમાણ વ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય, તે આલોઊં. પચ્ચક્ખાણ ઊપરાંત સચિત્તનો આહાર કીધો હોય, સચિત્ત પડિબદ્ધનો આહાર કીધો હોય, અપક્ક દુપક્કનો આહાર કીધો હોય, તુચ્છોષધિનાં ભક્ષણ કીધાં હોય, જે કોઇ રાઈ સંબંધિ દોષ લાગ્યા હોય, તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥ ૯ ॥

પન્નરે કર્માદાન શ્રાવકને જાણવાં. પણ સમાચારવાં નહીં, ઇંગાલકમ્મે વણકમ્મે સકટકમ્મે સાડિકમ્મે ભાડીકમ્મે ફોડીકમ્મે, દંતવાણિજ્જે લક્ખવાણિજ્જે રસવાણિજ્જે વિસવાણિજ્જે કેસવાણિજ્જે, એવંખુજંત પિલ્લણકમ્મં નિલ્લંછણ કમ્મં, દવનું દેવું સરદહ તલાય સોસંચ, અસંયતી જનનાં ભરણ પોષણ કીધાં હોય, જે કોઈ રાઇ સંબંધિ દોષ લાગ્યા હોય, તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ૧૦ ॥

આઠમું અનર્થ દંડ વિરમણ વ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય, તે આલોઊં છું. કંદર્પની કથા કીધી હોય, ભાંડ કુચેષ્ટા કીધી હોય, મુખરી વચન બોલ્યાં હોય, પાપનાં અધિકરણ

જોડી મૂકયાં હોય, ઊવભોગ પરિભોગ અધિક વધાર્યાં હોય, જે કોઈ રાઈ સંબંધિદોષ લાગ્યા હોય, તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥૧૧॥

નવમું શ્રી સામાયિક વ્રતને વિષે જે અતિચાર દોષ લાગ્યા હોયં, તે આલોઊં છું. મન, વચન, કાયાના જોગ. પાડુવે ધ્યાને પ્રવર્ત્તાવ્યા હોય. સામાયિક માંહે સમતા ન કીધી હોય. અણપૂગું પાર્યું હોય, પારતાં વીસાર્યું હોય જે કોઈ રાઈ સબંધિ દોષ લાગ્યા હોય, તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥ ૧૨ ॥

દસમું દેસાવગાસિક વ્રતને વિષે જે અતીચાર દોષ લાગ્યા હોય તે આલોઊં છું, નીમિ ભૂમિકા બાહેરથી વસ્તુ અણાવી હોય, તથા મોકલાવી હોય, શબ્દ કરી રૂપ દેખાડી પુદ્ગલ નાખી આપણપું છતું જણાવ્યું હોય, જે કોઇ રાઇ સંબંધિ દોષ લાગ્યો હોય, તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥ ૧૩ ॥

અગીઆરમું પોષધ વ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય. સઝ્ઝાય સંથારો અપ્રતિ લેખ્યો હોય. દુઃપ્રતિ લેખ્યો હોય. અપ્રમાર્જ્યો હોય, દુઃપ્રમાર્જ્યો હોય, ઊચ્ચાર પાસવણ ભૂમિકા અપ્રતિ લેખી હોય, દુઃપ્રતિ લેખી હોય, અપ્રમાર્જી હોય, દુઃપ્રમાર્જી હોય, પોસહ માંહે વાત વિકથા નિદ્રા પ્રમાદ કરી કાલ નિર્ગમ્યો હોય, જે કોઇ રાઇ સંબંધિ દોષ લાગ્યો હોય તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥ ૧૪ ॥

બારમું અતિથિસંવિભાગ વ્રતને વિષે જે અતિચાર દોષ લાગ્યા હોય તે આલોઊં છું. સૂજતી વસ્તુ સચિત્ત ઊપર મૂકી હોય, સચિત્તે કરી ઢાંકી હોય, કાલ અતિક્રમ્યો હોય, આપણી વસ્તુ પીયારી કીધી હોય, મચ્છર સહિત દાન દીધું હોય. ભાણે બેઠાં સાધુ, સાધ્વીની ચિંતવણા ન કીધી હોય. નવકાર નમોથ્થુણં ભણ્યા ગણ્યા વિના વ્રત પચ્ચખ્ખાણ પાર્યું હોય. જે કોઈ રાઈ સંબંધી દોષ લાગ્યા હોય, તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥ ૧૫ ॥

સંલેષણા વ્રતના પાંચ અતિચાર લાગ્યા હોય. તે આલોઊં છું. ઈહલોગા સંસપ્પઓગે પરલોગા સંસપ્પઓગે જીવિઆ સંસપ્પજોગે મરણા સંસપ્પઓગે કામભોગની વાંછા કીધી હોય. જે કોઈ રાઈ સંબંધી દોષ લાગ્યા હોય, તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥ ૧૫ ॥

અઢારે પાપસ્થાનક લાગ્યાં હોય, તે આલોઊં. પહેલું પ્રાણાતિપાત ॥ ૧ ॥ બીજું મૃષાવાદ ॥ ૨ ॥ ત્રીજું અદત્તાદાન ॥ ૩ ॥ ચોથું મૈથુન ॥ ૪ ॥ પાચમું પરિગ્રહ ॥ ૫ ॥ છઠું ક્રોધ ॥ ૬ ॥ માન ॥ ૭ માયા ॥ ૮ ॥ લોભ ॥ ૯ ॥ રાગ ॥ ॥ ૧૦ ॥ દ્વેષ ॥ ૧૧ ॥ કલહ ॥ ૧૨ ॥ અભ્યાખ્યાન ॥ ૧૩ ॥ પૈશૂન્ય ॥ ૧૪ ॥ પરપરિવાદ ॥ ૧૫ ॥ રતિઅરતિ ॥ ૧૬ ॥ માયા મોસો ॥ ૧૭ ॥ મિથ્યા દરસણ શલ્ય ॥ ૧૮ ॥

॥ એ અઢારે પાપસ્થાનક મારે જીવે તમારે જીવે સેવ્યાં

હોય, સેવરાવ્યાં હોય, સેવતાં પ્રત્યે અનુમોદ્યા હોય, જે કોઇ રાઇ સંબંધિ દોષ લાગ્યા હોય, તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥ ૧૭ ॥

અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અનાચાર, મૂલગુણ ઉત્તર ગુણને વિષે જે કોઇ રાઇ સંબધિ દોષ લાગ્યા હોય, તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥ ૧૮ ॥

ઇચ્છં આલોએમિ જોમે રાઇયો અઇઆરો કઓકઇઓ વાઇઓ માણસિઓ ઊસ્સુત્તો ઉમ્મગ્ગો અકપ્પો અકરણિજ્જો દુજ્જાઓ દુવિચ્ચિંતિઓ અણાયારો અણિચ્છિયવ્વો અસાવગ પાવગો નાણે તહદંસણે ચરિત્તા ચરિત્તે સુએ સામાઇએ તિન્હં ગુત્તીણં ચઉન્હં કસાયાણં પંચન્હં મણુવ્વયાણં, તિન્હં ગુણ-વ્વયાણં ચઉન્હં સિક્ખાવયાણં બારસ્સ વિહસ્સ સાવગ ધમ્મસ્સ જંખડિઅ જં વિરાહિઅં તસ્સ મિચ્છામિ દુક્કડં.

સવ્વસ્સવિ રાઇઅ દુચ્ચિંતિઅ દુબ્ભાસિઅ દુચ્ચિટ્ઠિઅ સૂત્રભણેમિ સૂત્ર સાંભલેમિ સૂત્રનો આદેસ. ॥



(આ નીચેનો પાઠ જમણો ઢીંચણ ઉંચો રાખી બોલવો.)

નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં,
નમો આયરિયાણં, નમો ઊવજ્ઝાયાણં,
નમો લોએ સવ્વ સાહૂણં,
શ્રી ગુરૂદેવને ત્રિકાલ વંદણા,

કરેમિ ભતે સામાઇયં સાવજ્જં જોગં પચ્ચખ્ખામિ,
જાવ નિયમં પજ્જુવાસામિ,
દુવિહં તિવિહેણં મણેણં વાયાએ,
કાએણં ન કરેમિ ન કારવેમિ,
તસ્સભંતે પડિક્કમામિ નિંદામિ ગરિહામિ,
અપ્પાણં વોસિરામિ.



ઇચ્છામિ ઠામિ સૂત્ર પડિક્કમીઉં જો મે રાઇઓ,
અઇઆરો કઓ કાઇઓ,
વાઇઓ માણસિઓ, ઉસ્સૂત્તો ઉમ્મગ્ગો,
અકપ્પો અકરણિજ્જો દુજ્જાઓ દુવિચ્ચિંતિઓ,
અણાયારો અણિચ્છિયવ્વો અસાવગ પાવગ્ગો,
નાણે તહદંસણે ચરિત્તા ચરિત્તે,
સુએ સામાઇએ તિન્હં ગુત્તીણં,
ચઉન્હં કસાયાણં પંચન્હં મણુવ્વયાણં,
તિન્હં ગુણવ્વયાણં ચઉન્હં સિખ્ખાવયાણં,
બારસ્સ વિહસ્સ સાવગ ધમ્મસ્સ,
જં ખંડિઅ જં વિરાહિઅં તસ્સ મિચ્છામિ દુક્કડં.

# અથ વંદિતા સૂત્ર.

વંદિતુ સવ્વ સિદ્ધે,
ધમ્માયરિયે અ સવ્વસાહૂઅ;
ઈચ્છામિ પડિક્કામિઊં,
સાવગ ધમ્માઈઆરસ્સ. ૧
જોમે વયાઈઆરો,
નાણે તહ દંસણે ચરિત્તે અ;
સુહુમો અ બાયરો વા,
તં નિંદે તં ચ ગરિહામિ. ૨
દુવિહે પરિગ્ગહંમિ,
સાવજ્જે બહુવિહે અ આરંભે;
કારાવરણે અ કરણે,
પડિક્કમે રાઈઅં સવ્વં. ૩
જં વદ્ધમિંદિએહિં,
ચઉહિં કસાએહિં અપ્પસથ્થેહિં;
રાગેણ વ દોસેણ વ,
તં નિંદે તં ચ ગરિહામિ. ૪
આગમણે નિગ્ગમણે,
ઠાણે ચંકમણે અણાભોગે;

અભિઓગે અ નિઓગે,
પડિક્કમે રાઇઅં સવ્વં. ૫
સંકા કંખ વિગિચ્છા,
પસંસ તહ સંથવો કુલિંગીસુ;
સમ્મત્તસ્સ ઇઆરે,
પડિક્કમે રાઇઅં સવ્વં. ૬
છક્કાય સમારંભે,
પયણે અ પયાવણે અ જે દોસા;
અત્તટ્ઠાય પરટ્ઠા,
ઉભયટ્ઠા ચેવ તં નિંદે. ૭
પંચન્હમણુવ્વયાણં,
ગુણવ્વયાણં ચ તિન્હમઇયારે;
સિખ્ખાણં ચ ચઉન્હં,
પડિક્કમે રાઇઅં સવ્વં. ૮
પઢમે અણુવ્વયંમિ,
થૂલગ પણાઇવાય વિરઇઓ;
આયરિય મપ્પસથ્થે,
ઇથ્થ પમાય પ્પસંગેણં. ૯
વહ બંધ છવિચ્છેએ,
અઇભારે ભત્તપાણ વુચ્છેઓ;

પઢમ વયસ્સ ઇઆરે,
પડિક્કમે રાઇઅં સવ્વં. ૧૦

બીએ અણુવ્વયંમિ,
પરિથૂલગ અલિઅવયણ વિરઇઓ;
આયરિય મપ્પસથ્થે,
ઇથ્થ પમાય પ્પસંગેણં. ૧૧

સહસ્સા રહસ્સ દારે,
મોસુવએસે કૂડલેહે અ;
બીઅં વયસ્સ ઇઆરે,
પડિક્કમે રાઇઅં સવ્વં. ૧૨

તઇએ અણુવ્વયંમિ,
થૂલગ પરદવ્વહરણ વિરઇઓ;
આયરિય મપ્પસથ્થે,
ઇથ્થ પમાય પ્પસંગેણં. ૧૩

તેનાહડપ્પઓગે,
તપ્પડિરૂવે વિરૂદ્ધ ગમણે અ;
કૂડતુલ કૂડમાણે,
પડિક્કમે રાઇઅં સવ્વં. ૧૪

ચઉથ્થે અણુવ્વયંમિ,
નિચ્ચં પરદાર ગમણ વિરઇઓ;

આયરિય મપ્પસથ્થે,
ઇથ્થ પમાય પ્પસંગેણં. ૧૫
અપરિગ્ગ હિઆઇત્તર,
અણંગ વિવાહ તિવ્વ અણુરાગે;
ચઉથ્થં વયસ્સ ઇઆરે,
પડિક્કમે રાઇઅં સવ્વં. ૧૬
ઇત્તો અણુવ્વએ પંચમંમિ,
આયરિય મપ્પસથ્થંમિ;
પરિમાણ પરિચ્છેએ,
ઇથ્થ પમાય પ્પસંગેણં. ૧૭
ધણધન્નખિત્તવથ્થૂ,
રૂપ્પ સુવન્ને અ કુવિઅ પરિમાણે;
દુપએ ચઉપ્પયમિ,
પડિક્કમે રાઇઅં સવ્વં. ૧૮
ગમણસ્સઉ પરિમાણે,
દિસાસુઉઢ્ઢં અહે અ તિરિઅંચ;
વુઢ્ઢિસઇ અંતરદ્ધા,
પઢમંમિ ગુણવ્વએનિંદે. ૧૯
મજ્જંમિ અ મસંમિ અ,
પુપ્ફે અ ફલે અ ગંધ મલ્લે અ;

ઉવભોગ પરિભોગે,
બીઅંમિ ગુણવ્વએ નિંદે. ૨૦
સચિત્ત પડિબદ્ધે,
અપોલ દુપ્પોલિઅં ચ આહારે;
તુચ્છોસહિ ભખ્ખણયા,
પડિક્કમે રાઈઅં સવ્વં. ૨૧
ઈંગાલી વણસાડી,
ભાડી ફોડી સુવજ્જએ કમ્મં;
વાણિજ્જં ચેવ દંત,
લખ્ખરસકેસવિસવિસયં. ૨૨
એવં ખુ જંતપિલ્લણ,
કમ્મં નિલ્લંછણ ચ દવદાણં;
સર દહ તલાય સોસં,
અસઈ પોસં ચ વજ્જિજ્જા. ૨૩
સથ્થગ્ગિ મુસલ જંતગ,
તણકઠ્ઠમંત મૂલ ભેસજ્જે;
દિન્ને દવાવિએ વા,
પડિક્કમે રાઈઅં સવ્વં. ૨૪
ન્હાણુ વટ્ટણવન્નગ,
વિલેવણે સદ્દ રૂવ રસ ગંધે;

વથ્થાસણ આભરણે,
પડિક્કમે રાઈઅં સવ્વં. ૨૫

કંદપ્પે કુક્કુઈએ,
મોહરિ અહિગરણ ભોગ અઈરિત્તે;
દંડંમિ અણઠ્ઠાએ,
તઈઅંમિ ગુણવ્વએનિંદે. ૨૬

તિવિહે દુપ્પણિહાણે,
અણવઠ્ઠાણે તહા સઈવિહૂણે;
સામાઈઅ વિતહ કએ,
પઢમે સિક્ખાવએ નિંદે. ૨૭

આણવણે પેસવણે,
સદ્દે રૂવે અ પુગ્ગલક્ખેવે;
દેસાવગાસીઅંમિ,
બીએ સિક્ખાવએ નિંદે. ૨૮

સંથારૂચ્ચારવિહિ,
પમાય તહ ચેવ ભોઅણાભોએ;
પોસહ વિહિ વિવરીએ,
તઈએ સિક્ખાવએ નિંદે. ૨૯

સચ્ચિત્તે નિક્ખિવણે,
પિહિણે વવએસ મચ્છરે ચેવ;

કાલાઇક્કમ દાણે,
ચઉત્થે સિખ્ખાવએ નિંદે. ૩૦

સુહિએસુ અ દુહિએસુ અ,
જામે અસ્સંજએસુ અણુકંપા;
રાગેણવદોસેણ વ,
તં નિંદે તં ચ ગરિહામિ. ૩૧

સાહૂસુ સંવિભાગો,
ન કઓ તવ ચરણ કરણ જુત્તેસુ;
સંતે ફાસુઅદાણે,
તં નિંદે તં ચ ગરિહામિ. ૩૨

ઇહ લોએ પરલોએ,
જીવિઅ મરણે અ આસંસ પઓગે;
પંચવિહો અઇઆરો,
મા મજ્જં હુજ્જમરણંતે. ૩૩

કાએણ કાઇઅસ્સ,
પડિક્કમે વાઇઅસ્સ વાયાએ;
મણસા માણસિઅસ્સ,
સવ્વસ્સ વયાઇઆરસ્સ. ૩૪

વંદણ વય સિખ્ખા ગારવેસુ,
સન્ના કસાય દંડેસુ;

ગુત્તીસુઅ સમિઇસુ અ,
જો અઇઆરો અ તં નિંદે. ૩૫

સમ્મદ્દિઠ્ઠી જીવો,
જઇવિ હુ પાવં સમાયરે કિંચિ;
અપ્પો સિ હોઇ બંધો,
જેણ ન નિદ્ધંધસં કુણઈ. ૩૬

તં પિહુ સપડિક્કમણું,
સપ્પરિઆવં સઉત્તરગુણં ચ;
ખિપ્પં ઉવસામેઈ,
વાહિવ્વ સુસિખ્ખિઓ વિજ્જો. ૩૭

જહાવિસં કુઠ્ઠગયં,
મંત મૂલવિસારયા;
વિજ્જા હણંતિમંતેહિં,
તો તં હવઇ નિવ્વિસં. ૩૮

એવં અઠ્ઠવિહં કમ્મં,
રાગ દોસ સમજ્જિઅં;
આલોઅંતો અ નિંદંતો,
ખિપ્પં હણઇ સુસાવઓ, ૩૯

કય પાવોવિ મણુસ્સો,
આલોઇયિ નિંદિઅ ગુરૂ સગાસે;

હોઈ અઇરેગ લહુઓ,
ઓહરિઅ ભરૂવ્વ ભાર વહો. ૪૦

આવસ્સ એણ એએણ,
સાવઓ જઇવિ બહુરઓ હોઇ;
દુખ્ખાણ મંતકિરિઅં,
કાહી અચિરેણ કાલેણ. ૪૧

આલોઅણા બહુ વિહા,
નય સંભરિઆ પડિક્કમણ કાલે;
મૂલગુણ ઉત્તરગુણે,
તં નિંદે તં ચ ગરિહામિ. ૪૨

તસ્સ ધમ્મસ્સ કેવલી પન્નત્તસ્સ,
અબ્ભુટ્ઠિઓંમિ આરાહણાએ,
વિરઓમિ વિરાહણાએ;
તિવિહેણ પડિક્કંતો, વંદામિ જિણે ચઉવ્વીસં ૪૩

## ( વાંદણા તથા ખામણાં. )

ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ,
નિસીહિઆએ અણુજાણહ મે મિઉગ્ગહં;
નિસિહિ અહો કાયં કાયસંફાસં;

ખમણિજ્જો ભે કિલામો અપ્પકિલંતાણું
બહુ સુભેણ ભે રાઇઅં વઇક્કંતા,
જત્તાભે જવણિ જ્જંચભે ખામેમિ,
ખમાસમણો રાઇઅં વઇક્કમ્મં,
આવસિઆએ પડિક્કમામિ ખમાસમણાણં,
રાઇઆએ આસાયણાએ તિત્તીસન્નયરાએ,
જંકિંચિ મિચ્છાએ મણદુક્કડાએ વયદુક્કડાએ,
કાયદુક્કડાએ કોહાએ માણાએ માયાએ,
લોભાએ સ વકાલિઆએ સવ્વમિચ્છોવયારાએ,
સવ્વધમ્મા ઇક્કમણાએ આસાયણાએ,
જો મે અઇઆરો કઓ તસ્સ ખમાસમણો,
પડિક્કમામિ નિંદામિ ગરિહામિ,
અપ્પાણં વોસિરામિ.

## ( બીજાં વાંદણા તથા ખામણાં )

ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ,
નિસીહિઆએ અણુજાણહ મે મિઉગ્ગહં,
નિસિહિ અહો કાયં કાયસંફાસં,
ખમણિજ્જો ભે કિલામો અપ્પકિલંતાણં,
બહુ સુભેણ ભે રાઇઅ વઇક્કંતા,

જત્તાભે જવણિ જજંચભે ખામેમિ,
ખમાસમણો રાઇઅં વઇક્કમ્મં.
પડિક્કમામિ ખમાસમણાણં,
રાઇઆએ આસાયણાએ તિત્તીસન્નયરાએ,
જંકિંચિ મિચ્છાએ મણદુક્કડાએ વયદુક્કડાએ,
કાયદુક્કડાએ કોહાએ માણાએ માયાએ,
લોભાએ સવ્વકાલિઆએ સવ્વમિચ્છોવયારાએ,
સવ્વધ્મ્મા ઇક્કમણાએ આસાયણાએ,
જો મે આઇઆરો કઓ તસ્સ ખમાસમણો,
પડિક્કમામિ નિંદામિ ગરિહામિ,
અપ્પાણં વોસિરામિ.



## અથ ગુરૂખામણાનો પાઠ.

આવસ્સ ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્,
અપ્ભુટ્ઠિઓમિ અપ્ભિંતર રાઇઅં ખામેમિ,
ઇચ્છં ખામેમિ પૂજ્યજી ખાંમેમિ જંકિંચિ,
અપત્તિઅં પરપત્તિઅં ભત્ત પાણે વિણએ,
વેઆવચ્ચે આલાવે સંલાવે ઉચ્ચાસણે,
સમાસણે અંતરભાસાએ ઊવરિભાસાએ,

જંકિંચિ મજઝ વિણય પરિહિણું સુહુમં વા,
બાયરં વા તુમ્ભે જાણહ અહં ન જાણામિ,
પૂજ્યજીનો અવિનય આશાતના થઈ હોય,
તસ્સ મિચ્છામિ દુક્કડં.



# જીવરાશી ખમાવુંજી.

સાત લાખ પૃથિવી કાય,
સાત લાખ અપ્પ કાય,
સાત લાખ તેઉ કાય,
સાત લાખ વાઉ કાય,
દશ લાખ પ્રત્યેક વનસ્પતિ કાય,
ચઉદ લાખ સાધારણ વનસ્પતિ કાય,
બે લાખ બેંદ્રી, બે લાખ તેંદ્રી.
બે લાખ ચૌરિંદ્રી, ચાર લાખ દેવતા,
ચાર લાખ નારકી,
ચાર લાખ તિર્યંચ પંચેંદ્રી,
ચૌદ લાખ મનુષ્ય, એવંકારે,
ચૌરાસી લાખ જીવાયોનિમાંહિ,
માહારે જીવે તમારે જીવે જે કોઈ જીવ,

હણ્યો હોય હણાવ્યો હોય,
હણતાં પ્રત્યેં અનુમોદ્યો હોય,
તે સવ્વે મનેં વચનેં કાયાયેં કરિ,
તસ્સ મિચ્છામિ દુક્કડં.

## અથ આયરિય ઊવઝ્ઝાય.

આયરિય ઊવજ્ઝાએ,
સીસે સાહમ્મિ એ કુલ ગણે અ,
જે મે કેઈ કસાયા,
સવ્વે તિવિહેણ ખામેમિ. ॥ ૧ ॥

સવ્વસ્સ સમણ સંઘસ્સ,
ભગવઓ અંજલિ કરિઅ સીસે,
સવ્વં ખમાવઈત્તા,
ખામેમિ સવ્વસ્સ અહયંપિ. ॥ ૨ ॥

સવ્વસ્સ જીવ રાસિસ્સ,
ભાવઓ ધમ્મ નિહિય નિયચિત્તો,
સવ્વં જી ખમાવઈત્તા,
ખમામિ સવ્વસ્સ અહયંપિ. ॥ ૩ ॥



# અથ આવસ્સનો પાઠ.

આવસ્સ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્,
રાઇ તપ ચિન્તવનાર્થં કરેમિ કાઉસ્સગ્ગં.

---

( આ નીચેનો પાઠ ઉભા થઇને બોલવો. )

નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં,
નમો આયરિયાણં, નમો ઊવઝ્ઝાયાણં,
નમો લોએ સવ્વ સાહૂણં,
શ્રી ગુરૂદેવને ત્રિકાલ વંદણા.

---

કરેમિ ભંતે સામાઇયં સાવજ્જં જોગં પચ્ચખ્ખામિ,
જાવ નિયમં પજ્જુવાસામિ,
દુવિહેણં તિવિહેણં મણેણં વાયાએ,
કાએણં ન કરેમિ ન કારવેમિ,
તસ્સભંતે પડિક્કમામિ નિંદામિ ગરિહામિ,
અપ્પાણં વોસિરામિ.

---

ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં જો મે રાઇઓ,
અઇઆરો કઓ કાઇઓ,

વાઇઓ માણસિઓ, ઉસ્સુત્તો ઉમ્મગ્ગો,
અકપ્પો અકરણિજ્જો દુજ્જાઓ દુવિચ્ચિંતિઓ,
અણાયારો અણિચ્છિયવ્વો અસાવગ પાવગો,
નાણે તહદંસણે ચરિત્તા ચરિત્તે,
સુએ સામાઇએ તિન્હં ગુત્તીણં,
ચઉન્હં કસાયાણં પંચન્હં માણુવ્વયાણં,
તિન્હં ગુણવ્વયાણં ચઉન્હં સિખ્ખાવયાણં,
બારસ્સ વિહસ્સ સાવગ ધમ્મસ્સ,
જં ખંડિઅ જં વિરાહિઅં તસ્સ મિચ્છામિ દુક્કડં.

---

તસ્સઉત્તરિ કરણેણં પાયચ્છિત્ત કરણેણં.
વિસોહિ કરણેણં વિસલ્લી કરણેણં,
પાવાણં કમ્માણં નિગ્ઘાયણઠ્ઠાએ,
ઠામિ કરેમિ કાઉસ્સગ્ગં,
અન્નથ્થ ઊસસિએણં નિસસિએણં.
ખાસિએણં છીએણં જંભાઇએણં ઉડ્ડુએણં,
વાયનિસગ્ગેણં ભમાલએ પિત્તમુચ્છાએ,
સુહુમેહિં અંગસંચાલેહિં સુહુમેહિં ખેલસંચાલેહિં.
સુહુમેહિં દિઠ્ઠિસંચાલેહિં એવમાઇએહિં. આગારેહિં
અભગ્ગો અવિરાહિઓ હુજ્જમે કાઉસ્સગ્ગો,

જાવ અરિહંતાણં ભગવંતાણં નમુક્કારેણં,
ન પારેમિ તાવકાયં ઠાણેણ મોણેણં,
ઝાણેણં અપ્પાણં વોસિરામિ.



# અથ વરસી તપના કાઊસ્સગ્ગનો પાઠ.

અણસણ મૂણોયરિયા, વત્તિ સંખેવણં રસચ્ચાઓ ॥ કાયકિલેસો સંલી, ણ આય વજ્ઝો તવો હોઇ ॥ ૧ ॥ પાયચ્છિત્તં વિણઓ, વેઆવચ્ચં તહેવ સજ્ઝાઓ ॥ જાણં ઊસ્સગ્ગોવિય, આભ્ભંતરઓ તવો હોઇ ॥ ૨ ॥ ધન્ય શ્રી ઋષભદેવ સ્વામીને જેણે વરસી તપ કર્યું, ધન્ય શ્રી માહાવીર સ્વામીને જેણે છમ્માસી તપ કર્યું, એમજ જે પંચમાસી તપ કરે, તેને ધન્ય, જે ચાર માસી તપ કરે, તેને ધન્ય, જે ત્રીમાસિ તપ કરે, તેને ધન્ય, જે બે માસી તપ કરે, તેને ધન્ય, જે પચ્ચાવના ઊપવાસ કરે, તેને ધન્ય, જે પચ્ચાસ ઊપવાસ કરે તેને ધન્ય, જે પીસ્તાલીશ આગમ । પીસ્તાલીશ ઊપવાસ કરે, તેને ધન્ય, જે ચાલીશ ઊપવાસ કરે, તેને ધન્ય, જે પાંત્રીશ વાણી રૂપ સત્ય વચનના પાંત્રીશ ઊપવાસ કરે, તેને ધન્ય, જે ચોત્રીશ અતિશયના ચોત્રીશ ઊપવાસ કરે, તેને ધન્ય જે તેત્રીશ આશાતના ટાલવા નિમિત્ત તેત્રીશ ઊપવાસ કરે, તેને ધન્ય,

જે બત્રીશ યોગ સંગ્રહના બત્રીસ ઊપવાસ કરે, તને ધન્ય, જે એકત્રીશ સિદ્ધના ગુણ પામવાને એકત્રીશ ઊપવાસ કરે, તેને ધન્ય, જે ત્રીશ પ્રકારે મહા મોહનીય કર્મ ટાલવાના ત્રીશ ઊપવાશ કરે, તેને ધન્ય, જે ઓગણત્રીશ પાપશાસ્ત્ર ટાલવાના ઓગણત્રીશ ઊપવાસ કરે તેને ધન્ય, જે સાધુની અઠ્ઠાવીસ લબ્ધિના અઠ્ઠાવીશ ઊપવાસ કરે, તેને ધન્ય, જે સાધુના સત્તાવીશ ગુણના સત્તાવીશ ઊપવાસ કરે, તેને ધન્ય, જે છવ્વીશ દશા કલ્પના છવ્વીશ ઊપવાસ કરે, તને ધન્ય, જે પચ્ચીશ ક્રિયા ટાલવાના પચ્ચીશ ઊપવાસ કરે. તેને ધન્ય, જે ચોવીશ તીર્થંકરના નામના ચોવીશ ઊપવાસ કરે. તેને ધન્ય, જે શ્રી સૂય ગડાંગના ત્રેવીશ અધ્યયનના ત્રેવીશ ઊપવાસ કરે. તેને ધન્ય, જે બાવીશ પરિસહ જીતવાના બાવીશ ઊપવાસ કરે, તેને ધન્ય, જે એકવીશ સંબલ દોપ ટાલવાને એકવીશ ઊપવાસ કરે. તેને ધન્ય, જે વીશ અસમાધિના સ્થાનક ટાલવાને વીશ ઊપવાસ કરે, તેને ધન્ય, જે શ્રી જ્ઞાતા સૂત્રના પ્રથમ શ્રુતસ્કંધના ઓગણીશ અધ્યયનના ઓગણીશ ઊપવાસ કરે, તેને ધન્ય, જે અઢાર પાપસ્થાનક ટાલવાના અઢાર ઊપવાસ કરે, તેને ધન્ય, જે સત્તર પ્રકારે સંયમ પાલવાના સતર ઊપવાસ કરે, તેને ધન્ય, જે શ્રી સૂય ગડાંગના પ્રથમ શ્રુતસ્કંધના શોલ અધ્યયનના શોલ ઊપવાસ કરે, તેને ધન્ય, જે પંદર પરમાધામિના

કર્મ નિવારવાના પંદર ઉપવાસ કરે, તેને ધન્ય, જે ચાૈદ પ્રકારના જીવની દયા પાલવાના ચાૈદ ઉપવાસ કરે, તેને ધન્ય, જે તેર કાઠીઆ નિવારવાના તેર ઉપવાસ કરે, તેને ધન્ય, જે ભીક્ષુની બાર પડિમાના બાર ઉપવાસ કરે, તેને ધન્ય, જે શ્રાવકની અગીઆર પડિમાના અગીઆર ઉપવાસ કરે, તેને ધન્ય, જે દશવિધ યતિ ધર્મ પામવાના દશ ઉપવાસ કરે, તેને ધન્ય, જે નવ પ્રકારેં બ્રહ્મચર્ય પાલવાના નવ ઉપવાસ કરે. તેને ધન્ય, જે આઠ કર્મ ટાલવાના આઠ ઉપવાસ કરે, તેને ધન્ય. જે સાત વ્યસન નિવારવાના સાત ઉપવાસ કરે, તેને ધન્ય. જે છકાયની રક્ષાના છ ઉપવાસ કરે, તેને ધન્ય, જે પાંચ પ્રમાદ ટાલવાના પાંચ ઉપવાસ કરે, તેને ધન્ય. જે ચાર કષાય ટાલવાના ચાર ઉપવાસ કરે, તેને ધન્ય, જે ત્રણ દંડ ટાલવાના ત્રણ ઉપવાસ કરે, તેને ધન્ય; જે રાગ દ્વેષ ટાલવાના બે ઉપવાસ કરે. તેને ધન્ય, જે એક ઉપવાસ કરે, તેને ધન્ય, આયંબિલ કરે. તેને ધન્ય, એકાસણું કરે, તેને ધન્ય, જે એક ટાણું કરે. તેને ધન્ય, જે પૂરિમાર્દ્ધ કરે, તેને ધન્ય, જે પોરિસિ કરે, તેને ધન્ય. જે નવકારસિ કરે, તેને ધન્ય. જે ગંઠસીઉં, મુઠ સીઉં કરે, જે કોઈ શ્રી જિનાજ્ઞા પ્રમાણે ચાલે તે જીવને ધન્ય છે, ધન્ય ધન્ય ધન્ય ધન્ય ધન્ય નમો અરિહંતાણં ॥ ઇતિ વરસી તપના કાઉસ્સગ્ગનો પાઠ સંપૂર્ણ ॥

લોગસ્સ ઉજ્જોઅગરે, ધમ્મ તિથ્થયરે જિણે,
અરિહંતે કિત્તઇસ્સં, ચઉવીસંપિ કેવલી. ॥ ૧ ॥
ઉસભ મજિયં ચ વંદે,
સંભવ મભિણંદણંચ સુમઇંચિ,
પઉમપ્પહં સુપાસં, જિણં ચ ચંદપ્પહં વંદે. ॥ ૨ ॥
સુવિહિં અ પુફ્ફદંતં, સીઅલ સિજંસં વાસુપુજ્જંચ.
વિમલમણંતં ચ જિણં, ધમ્મં સંતિં ચ વંદામિ. ॥ ૩ ॥
કુંથું અરં ચ મલ્લિં,
વંદે મુણિ સુવ્વય નમિ જિણં ચ,
વંદામિ રિટ્ઠનેમિં, પાસં તહ વદ્ધમાણં ચ. ॥ ૪ ॥
એવં મએ અભિથુઆ,
વિહુય રય મલા પહીણ જર મરણા,
ચઉવીસંપિ જિણવરા. તિથ્થયરા મે પસીયંતુ. ॥ ૫ ॥
કિત્તિઅ વંદિઅ મહિઆ,
જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા,
આરૂગ્ગ બોહિલાભં સમાહિવર મુત્તમં દિંતુ. ॥ ૬ ॥
ચંદેસુ નિમ્મલયરા, આઇચ્ચેસુ અહિયં પયાસયરા,
સાગરવર ગંભીરા, સિદ્ધાસિદ્ધિં મમદિસંતુ. ॥ ૭ ॥

ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ,
નિસીહિઆએ અણુજાણહ મે મિઉગ્ગહં,
નિસિહિ અહો કાયં કાયસંફાસં,
ખમણિજ્જો ભે કિલામો અપ્પકિલંતાણં,
બહુ સુભેણ ભે રાઇઅં વઇક્કંતો,
જત્તાભે જવણિ જઝંચભે ખામેમિ,
ખમાસમણો રાઇઅં વઇક્કમ્મં,
આવસિઆએ પડિક્કમામિ ખમાસમણાણં.
રાઇઆએ આસાયણાએ તિત્તીસન્નયરાએ,
જંકિંચિ મિચ્છાએ મણદુક્કડાએ વયદુક્કડાએ,
કાયદુક્કડાએ કોહાએ માણાએ માયાએ,
લોભાએ સવ્વકાલિઆએ સવ્વમિચ્છોવયારાએ,
સવ્વધમ્મા ઇક્કમણાએ આસાયણાએ,
જો મે અઇઆરો કઓ તસ્સ ખમાસમણો,
પડિક્કમામિ નિંદામિ ગરિહામિ,
અપ્પાણં વોસિરામિ.

( બીજું ખામણું. )

ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ,
નિસીહિઆએ અણુજાણહ મે મિઉગ્ગહં,
નિસિહિ અહો કાયં કાયસંફાસં,

ખમણિજ્જો ભે કિલામો અપ્પકિલંતાણં,
બહુ સુભેણ ભે રાઇઅં વઇક્કંતો,
જતાભે જવણિ જઝંચભે ખામેમિ,
ખમાસમણો રાઇઅં વઇક્કમ્મં,
પડિક્કમામિ ખમાસમણાણં.
રાઇઆએ આસાયણાએ તિત્તીસન્નયરાએ,
જંકિંચિ મિચ્છાએ મણદુક્કડાએ વયદુક્કડાએ,
કાયદુક્કડાએ કોહાએ માણાએ માયાએ,
લોભાએ સવ્વકાલિઆએ સવ્વમિચ્છોવયારાએ,
સવ્વધમ્મા ઇક્કમણાએ આસાયણાએ,
જો મે અઇઆરો કઓ તસ્સ ખમાસમણો,
પડિક્કમામિ નિંદામિ ગરિહામિ,
અપ્પાણં વોસિરામિ.



નમુક્કારસીનું પચક્કાણ કરવું.
ઉગ્ગએ સૂરે નમુક્કાર સહિયં પચ્ચખ્ખામિ
ચઉવિહંપ આહાર અસણં પાણં ખાઇમં સાઇમં
અન્નથ્થણા ભોગેણં સહસ્સાગારેણં વોસિરામિ

સામાયક. ચોવીસ સથ્થો, વાંદણાં, પડિક્કમણું, કાઉસ્સગ્ગ
અને પચખાણ એ છએ આવસક માંહે કાનોમાત્ર મીંડી અક્ષર

પદ હ્રસ્વ દીર્ઘ ઓછું અદકું કહ્યું હોય તે સવી અરીહંત ભગવંતની શાખે મિચ્છામી દુક્કડં.

---

( ડાબો ઢીંચણ ઉંચો કરી બોલવું )

ઘય ધ્રુયં મંગલં મહામંગલં નમસ્કાર કરી.
નમુથ્થુણં અરિહંતાણં ભગવંતાણં,
આઇગરાણં તિથ્થયરાણં સયં સંબુદ્ધાણં;
પુરિસુત્તમાણં પુરિસસીહાણં,
પુરિસવર પુંડરીઆણં પુરિસવર ગંધહથ્થીણં,
લોગુત્તમાણં લોગનાહાણં લોગહિઆણં,
લોગ પઇવાણં લોગ પજ્જોઅગરાણં,
અભયદયાણં ચખ્ખુદયાણં મગ્ગદયાણં;
સરણદયાણં જીવદયાણં બોહિદયાણં.
ધમ્મદયાણં ધમ્મદેસિયાણં,
ધમ્મનાયગાણં ધમ્મસારહીણં,
ધમ્મવર ચાઉરંત ચક્કવટ્ટીણં,
દીવોત્તાણં સરણગય પઇટ્ઠાણં,
અપ્પડિહય વરનાણ દંસણ ધરાણં,
વિયટ્ટ છઉમાણં જિણાણં જાવયાણં,
તિન્નાણં તારયાણં બુદ્ધાણં બોહયાણં,

મુત્તાણં મોઅગાણં સવ્વન્નૂણં સવ્વદરિસીણં,
સિવ મયલ મરૂવ મણંત મખ્ખય,
મવ્વાબાહ મપુણરાવત્તિ સિદ્ધિ ગઈ,
નામધેયં ઠાણં સંપતાણં નમો જિણાણં,
જિય ભયાણં દેવાધિદેવને ત્રિકાલ વંદના.

## સ્તવન ભણું.

નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં,
નમો આયરિયાણં, નમો ઊવઝ્ઝાયાણં,
નમો લોએ સવ્વ સાહૂણં,
શ્રી ગુરૂદેવને ત્રિકાલ વંદણા

## શ્રી મુની સુવ્રત સ્વામીનું સ્તવન.

"રાગ ભેરવી."

મુની સુવ્રત મન મોહ્યું મારૂં, શર્ણું હવે છે તમારૂં,
મુની સુ૦—એ ટેક.
પ્રાત સમય હું જયારે જાગું, સ્મર્ણ સ્મરૂં છું તમારૂં;
આપ ભરૂસો આ જગમાં છે, તારો તો ઘણું સારૂં,
મુની સુ૦ ॥ ૧ ॥

ચું ચું ચું ચું ચીરિયાં બોલે, ભજન કરે તે તમારૂં;
મૂરખ મનુષ્ય પ્રમાદે પડયો રહે, નામ જપે નહિ તારૂં.
મુની સુ૦ ॥ ૨ ॥

ભોર થતાં બહુ સોર સુણું હું, કો હસે કોઇ રૂવે ન્યારૂ;
સુખીયો સુવે દુઃખીયો રૂવે, અકલ ગતિ એ વિચારૂં.
મુની સુ૦ ॥ ૩ ॥

ખલકનાં ખેલ બધો નાટકનો, કુટુમ્બ કબીલો ધારૂં;
જ્યાં સુધી સ્વારથ ત્યાં સુધી સરવે, અંતસમય સહુ ન્યારૂં;
મુની સુ૦ ॥ ૪ ॥

માયા જાળ તણી જોઇ જાળી, જગત લાગે સહુ ખારૂં;
મનસુખે એમ જાણી પ્રભુજીનું, શર્ણ ગ્રહ્યું છે સારૂં.
મુની સુ૦ ॥ ૫ ॥



## સઝાય ભણું.

નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં,
નમો આયરિયાણં, નમો ઊવઝાયાણં,
નમો લોએ સવ્વ સાહૂણં,
શ્રી ગુરૂદેવને ત્રિકાલ વંદણા.

## અથ સજ્ઝાય.

"પ્રભાતિ રાગનું પદ."

રે જીવ માનવ ભવ લહિ, કરી લે શુભ કરણી;
મનુષ્ય દેહિને જાણજે, તરવાની છે વૈતરણી.
રે જીવ૦ ॥ ૧ ॥

લાખ ચોર્યાસિમાં ભમિ, પામ્યો મનુષ્યાવતાર;
વિપ્ર દૃષ્ટાંતે ચિન્તામણી, ગુમાવીસમાં ગમાર.
રે જીવ૦ ॥ ૨ ॥

નરક નિગોદના દુઃખમાં, ભમ્યો કાળ અનંત;
જન્મ જરા છોડાવવા, કોઇ મળિયો ન સંત.
રે જીવ૦ ॥ ૩ ॥

જૈન ધર્મ જગ દિવડો, લાધો છે તુજ હાથ;
ગુરૂ રૂપિ નાવે બેસીને, શોધી લે શિવ સાથ.
રે જીવ૦ ॥ ૪ ॥

નિંદ પ્રમાદની લેહેરમાં, મોહજાળમાં ગુપ્ત;
ધૃતિ નારીયો સહુ મળી, તુજને નાંખશે ભુતી.
રે જીવ૦ ॥ ૫ ॥

પતંગ દિપકને દેખતાં, જાણે કંચન રૂપી;
તેમ કામિની આ જગતમાં, છે કાજળ કુપી.
રે જીવ૦ ॥ ૬ ॥

એમ જાણીને આરાધજે, શુદ્ધ સમકીત આજે;
પાચોરે મનસુખ રહી, કહે ધર્મને કાજે.
રે જીવ૦ ॥ ૭ ॥

## અથ નંદીનો પાઠ.

જયઇ જગજીવ જોણી, વિઆણઓ જગ ગુરૂ જગાણંદો જગનાહો જગબંધૂ, જયઈ જગપ્પિયા મહો ભયવં ॥ ૧ ॥ જયઈ સુઆણં પ્પભવો, તિથ્થયરાણં અપછિમો જયઇ; જયઇ ગુરૂલોગાણં, જયઈ મહપ્પા મહા વીરો ॥ ૨ ॥ ભદ્દં સવ્વજ ગુજ્જો, યગસ્સ ભદ્દં જિણસ્સ વીરસ્સ; ભદ્દં સુરા સુર નમં, સિયસ્સ ભદ્દં ધૂયરયસ્સ ॥ ૩ ॥ ગુણ ભવણ ગહણ સુયરયણ ભરિય દંશણ વિસુદ્ધ રથ્થાગા; સંઘ નયર ભદ્દંતે, અખંડ ચરિત્ત પાગારા ॥ ૪ ॥ સંજમ તવતું બારસ્સ, નમો સમ્મત્ત પારિયલ્લસ્સ ॥ અપ્પડિચક્ક સજઓ, હોઉ સયસંઘચક્કસ્સ ॥ ૫ ॥ ભદ્દં સીલપડા ગૂસિયસ્સ, તવ નિય મતુરય જુત્તસ્સ ॥ સંઘરહસ્સ ભગવઓ, સઝ્ઝાય સુનંદિ ઘોસસ્સ ॥ ૬ ॥ નંદિ, આનંદિં સદા સંઘને જય જય કારણી, આનંદ કારણી, કલ્યાણ કારણી, શ્રી જિનેંદ્ર દેવ શ્રીગુરૂદેવને ત્રિકાલ વંદના. ॥

## ॥ અથ રાઈ પ્રતિક્રમણ સમાપ્ત. ॥

# અથ સામાયક પારૂં.

નમો આરિહંતાણં, નમો સિદ્ધાણં,
નમો આયરિયાણં, નમો ઊવઝાયાણં,
નમો લોએ સવ્વ સાહૂણં,
શ્રી ગુરૂદેવને ત્રિકાલ વંદણા.
ઇછ્છાકારેણ સંદિસહ ભગવન્ ઇરિયાવહિયં પડિક્કમામિ,
ઇછ્છં ઇછ્છામિ પડિક્કમિઊં.
ઇરિયા વહિઆએ, વિરાહણાએ, ગમણાગમણે,
પાણક્કમણે, બિઅક્કમણે, હરિઅક્કમણે,
ઓસાઊત્તિંગ, પણગદગ મટ્ટી મક્કડા સંતાણા,
સંકમણે જે મે જીવા વિરાહિઆ,
એગિંદિઆ બેઇંદિઆ, તેઇંદિઆ ચઊરિંદિઆ,
પંચિંદિઆ, અભિહયા વત્તિઆ લેસિઆ,
સંઘાઇયા સંઘટ્ટિઆ પરિયાવિયા કિલામિયા,
ઊદ્દવિયા ઠાણાઓઠાણં સંકામિયા જીવિયાઓ વવરોવિયા,
તસ્સ મિચ્છામિ દુક્કડં.



# અથ તસ્સઊત્તરી.

તસ્સઊત્તરિ કરણેણં પાયચ્છિત્ત કરણેણં,
વિસોહિ કરણેણં વિસલ્લી કરણેણં,

પાવાણં કમ્માણં નિદ્ઘાયણઠ્ઠાએ,
ઠામિ કરેમ કાઉસ્સગ્ગં.
અન્નથ્થ ઊસસિએણં નિસસિએણં,
ખાસિએણં છીએણં જંભાઇએણં ઉડ્ડુએણં,
વાયનિસગ્ગેણં ભમલિએ પિત્તમુચ્છાએ,
સુહુમેહિં અંગસંચાલેહિં સુહુમેહિં ખેલસંચાલેહિં,
સુહુમેહિં દિઠ્ઠિસંચાલેહિં એવમાઇએહિં આગારેહિં,
અભગ્ગો અવિરાહિઓ હુજ્જમે કાઊસ્સગ્ગો,
જાવ અરિહંતાણં ભગવંતાણં નમુક્કારેણં,
ન પારેમિ તાવકાયં ઠાણેણં મોણેણં,
ઝાણેણં અપ્પાણં વોસિરામિ.
એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરવો.

---

# અથ લોગસ્સ.

લોગસ્સ ઊજ્જોઅગરે, ધમ્મ તિથ્થયરે જિણે,
અરિહંતે કિત્તઈસ્સં, ચઉવીસંપિ કેવલી. ॥ ૧ ॥

ઉસભ મજિયં ચ વંદે,
સંભવ મભિણંદણંચ સુમઇંચ,
પઉમપ્પહં સુપાસં, જિણં ચ ચંદપ્પહં વંદે. ॥ ૨ ॥

સુવિહિં ચ પુપ્ફદંત, સીઅલ સિજંસ વાસુપુજ્જંચ,
વિમલમણંતં ચ જિણં, ધમ્મં સંતિં ચ વંદામિ. ॥ ૩ ॥
કુંથું અરં ચ મલ્લિં,
વંદે મુણિ સુવ્વયં નમિ જિણં ચ.
વંદામિ રિટ્ઠનેમિં, પાસં તહ વદ્ધમાણં ચ. ॥ ૪ ॥
એવં મએ અભિથુઆ,
વિહુય રય મલા પહીણ જર મરણા,
ચઉવીસંપિ જિણવરા, તિત્થયરા મે પસીયંતુ. ॥ ૫ ॥
કિત્તિઅ વંદિઅ મહિઆ,
જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા,
આરૂગ્ગ બોહિલાભં, સમાહિવર મુત્તમંદિંતુ. ॥ ૬ ॥
ચંદેસુ નિમ્મલયરા, આઇચ્ચેસુ અહિયં પયાસયરા,
સાગરવર ગંભીરા, સિદ્ધાસિદ્ધિં મમદિસંતુ. ॥ ૭ ॥

# અથ સામાયિક પારવાનો પાઠ.

સામાઇઅ વય જુત્તો, જાવ મણે હોઇ નિયમ સંજુત્તો,
છિન્નઇ અસુહં કમ્મં, સામાઇઅ જતિઆવરા.
સામાઇયંમિઊ કએ, સમણોઈવ સાવઓ હુવઈ જમ્હા,
એએણ કારણેણં. બહુસો સામાઇયં કુંજ્જા

સામાયિક વિધે લીધુ વિધે પારિઉં, વિધિ કરતાં જે કાંઇ અવિધિ આશાતના થઇ હોય તસ્સ મિચ્છામિ દુક્કડં.

દશ મનના દશ વચનના બાર કાયાના એ બત્રીશ દોષમાં જે કોઈ દોષ લાગ્યો હોય તસ્સ મિચ્છામિ દુક્કડં.



# અથ પાક્ષિક પ્રતિક્રમણ વિધિ ॥

પ્રથમ તો દેવસિની પેઠે વંદીતા સુધી સર્વ કહેવું આલો અંતો નિદંતો દેવસિયં આલોએમિ પખ્ખિ ભણેમિ એ રીતે કહેવું, પછી ત્યાંથી પાછું વલી બે ખામણાથી માંડીને ચાર લોગસ્સના કાઉસ્સગ્ગ પર્યંત કહેવું પણ ચાર લોગસ્સને ઠેકાણે અહીં બાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો, અને છઠ્ઠો પચ્ચખ્ખાણ આવશ્યક આવે, તે વારે ચઉવિહારને સ્થાનકે ધારણ પ્રમાણે પચ્ચખ્ખાણ લેવું, તથા જે જે સ્થાનકે દેવસિયં પાઠ આવે ત્યાં પખ્ખીયં કહેવું ત્યાંથી પાછો આલોઅંતો નિદંતો પખ્ખિઅં અલોએમિ દેવસિઅં ભણેમિ કહીને તે વાર પછીતો વંદિતા સૂત્ર કહી રહ્યા પછી જે બે ખામણાં આપીયે છીયે, ત્યાંથી સર્વ દેવસિ પડિક્કમણાની પેઠે ચલાવવું. ॥ ઇતિ ॥



# અથ ચોમાસી પ્રતિક્રમણ વિધિ.

પખ્ખીની પેઠે ચોમાસી પ્રતિક્રમણનો સર્વ વિધિ જાણવો. પરંતુ જે ઠેકાણે બાર લોગસ્સનો કાઉસ્સગ્ગ આવે છે, તે ઠેકાણે વીશ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો, તથા જે જે સ્થાનકે પખ્ખીયં પાઠ આવે તે તે સ્થાનકે ચઉમ્માસિયં પાઠ કહેવો. ॥ ઈતિ ॥



# અથ સંવચ્છરી પ્રતિક્રમણ વિધિ.

પાખીની પેઠે સંવત્સરી પડિક્કમણાનો પણ સર્વ વિધિ જાણવો. પરંતુ એટલું વિશેષ કે જે ઠેકાણે બાર લોગસ્સનો કાઉસ્સગ્ગ આવે છે, તે ઠેકાણે અહીં ચાલીશ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. તથા જે જે સ્થાનકે પખ્ખિયં પાઠ આવે, તે સ્થાનકે સંવચ્છિરિયં પાઠ કહેવો ॥ ઇતિ ॥



# અથ પોસહ લેવાનો વિધિ ॥

પ્રથમ વસ્ત્ર પડિલેહીને પછી ગુરૂને ત્રણ વાંદણાં દેવા. પછી સીમંધર સ્વામિને ત્રણ વાંદણાં દેવા, પછી પંચિંદિય કહી ઈરિયાવહી, પડિક્કમિ, તસ્સઊત્તરી, કહી ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી લોગસ્સ કહીયેં. પછી વલી ગુરૂને ત્રણ વાંદણાં તથા સીમંધર સ્વામીને ત્રણ વાંદણાં આપી દિસાઓ ધારવી. પછી પોસહ લેવાના પાઠનો ઊચ્ચાર કહીયેં, તે પાઠ લખિયેં છૈયેં:—

કરેમિભંતે પોસહં આહાર પોસહં દેસઓ સવ્વઓ, સરીર સક્કાર પોસહં સવ્વઓ, અવ્વાવાર પોસહં સવ્વઓ, બંભચેર પોસહં સવ્વઓ, ચઊવિહે પોસહ ઠાએમિ જાવદિવસં પજ્જુવાસામિ દુવિહં તિવિહેણં મણેણં વાયાએ કાએણં ન કરેમિ ન કારવેમિ તસ્સ ભંતે પડિક્કમામિ નિંદામિ ગરિહામિ અપ્પાણં વોસિરામિ ॥ ઇતિ પોસહ પાઠ સમાપ્ત ॥

એ પાઠ ભણીને પછી ગુરૂને ત્રણ વાંદણાં દેવાં, પછી સીમંધર સ્વામીને ત્રણ વાંદણાં દેવાં, પછી કરેમિ ભંતેનો પાઠ કહેવો, પછી નમુથ્થુણનો પાઠ કહેવો, પછી દેવ વાંદવા,

તે ત્રણે કાલ વાંદવા, પછી પહોર રાત્રિ ગયે છતે, પ્રથમ ઇરિયાવરિ કહીને પછી સંથારા પોરિસીનો પાઠ ભણવો, તે લખીયે છૈયે :—

નિસિહિ નિસિહિ નિસિહિ નમો ખમાસમણાણં ગોયમાઇણં મહામુણીણં આટલો પાઠ, તથા નમો અરિહંતાણં તથા કરેમિ ભંતે સામાઇયં આટલો પાઠ, ત્રણ વાર કહીને પછી. અણુજાણહ જિટ્ઠિજ્જા, અણુજાણહ જિટ્ઠિજ્જા ॥ અણુજાણહ પરમ ગુરૂ, ગુરૂગુણ રયણેહિં મંડિઅ સરીરા ॥ બહુપડિપુન્ના પોરિસી, રાઇઅ સંથારએ ઠામિ ॥ ૧ ॥ અણુજાણહ સંથારં, બાહુવહાણેણ વામ પાસેણ ॥ કુક્કુડિપાય પસારણ, અંતરંત પમજ્જએ ભૂમિં ॥ ૨ ॥ સંકોઇઅ સંડાસા, ઊવટ્ટંતે ય કાય પડિલેહા ॥ દવ્વાઈ ઊવઓગં, ઊસાસ નિરૂંભણા લોએ ॥ ૩ ॥ જઇ મે હુજ્જ પમાઓ, ઇમસ્સ દેહસ્સ ઇમાએ રયણીએ ॥ આહાર મુવહિ દેહં, સવ્વ તિવિહેણ વોસિરિઅં ॥ ૪ ॥ ચત્તારિ મંગલં, અરિહંતા મંગલં, સિધ્ધા મંગલં, સાહૂ મંગલં, કેવલિ પન્નત્તો ધમ્મો મંગલં ॥ ૫ ॥ ચત્તારિ લોગુત્તમા, અરિહંતા લોગુત્તમા, સિધ્ધા લોગુત્તમા, સાહૂ લોગુત્તમા, કેવલિપન્નત્તો ધમ્મો લોગુત્તમો ॥ ૬ ॥ ચત્તારિ

સરણં પવજ્જામિ, અરિહંતે સરણં પવજ્જામિ, સિદ્ધે સરણં પવજ્જામિ, સાહૂ સરણં પવજ્જામિ, કેવલિ પન્નત્તં ધમ્મં સરણં પવજ્જામિ ॥૭॥ પાણાઇવાય મલિયં, ચોરિક્કં મેહુણં દવિણમુચ્છં ॥ કોહં માણં માયં, લોભં પિજ્જંત હા દોસં ॥ ૮ ॥ કલહં અદપખ્ખાણં, પેસુન્નં રઈ અરઇ સમાઊત્તં ॥ પરપરિવાયં માયા, મોસં મિચ્છત્ત સલ્લં ચ ॥ ૯ ॥ વોસિરિ સુઇમાઇં, મુખ્ખમગ્ગ સંસગ્ગ વિગ્ઘ ભૂઆઇં ॥ દુગ્ગઇ નિબંધણાઇં, અઠ્ઠારસ પાવ ઠાણાઇં ॥ ૧૦ ॥ એગો હું નથ્થિ મે કોઇ, નાહ મન્નસ્સ કસ્સઇ ॥ એવં અદીણ મણસો, અપ્પાણ મણુ સાસઇ ॥ ૧૧ ॥ એગો મે સાસઓ અપ્પા, નાણ દંસણ સંજુઓ ॥ સેસા મે બાહિરા ભાવા, સવ્વે સંજોગ લખ્ખણા ॥ ૧૨ ॥ સંજોગ મૂલા જીવેણ, પત્તા દુખ્ખ પરંપરા ॥ તમ્હા સંજોગ સંબંધે, સવ્વં તિવિહેણ વોસિરિયં ॥ ૧૩ ॥ અરિહંતો મહ દેવો, જાવજ્જીવં સુ સાહુણો ગુરૂણો ॥ જિણ પન્નત્તં તત્તં, ઇય સમ્મત્તં મએ ગહિયં ॥ ૧૪ ॥ ઇતિ સંથારાપોરિસિ સંપૂર્ણ ॥



# અથ પોસહ પારવાનો વિધિ ॥

પ્રથમ ઇરિયાવહિયં કહી, પછી તસ્સઊત્તરી કહી ચાર નવકારનો કાઊસ્સગ્ગ કરી પ્રગટ લોગસ્સ કહી નમુથ્થુંણંનો પાઠ કહેવો, તેવાર પછી સાગરચંદ્રાનો પાઠ કહીયેં, તે લખીયેં છેયેં:-

સાગરચંદ્રો કામો, ચંદવડિંસો સુદંસણો ધન્નો ॥ જેસિ પોસહ પડિમા, અખંડિઆ જીવિયં તેવિ ॥ ૧ ॥ ધન્ના સલાહણિજ્જા, સુલસા આણંદ કામદેવાય ॥ જેસિં પસંસઇ ભયવં, દઢવ્વયં તં મહાવીરો ॥ ૨ ॥ સામાઇય પોસહ સંઠિયસ્સ, જીવસ્સજાઈ જો કાલો ॥ સો સફલો બોધવ્વો, સેસો સંસાર ફલ હેઊ ॥ ૩ ॥ પોસહ વિધેં લીધું હોય, વિધેં પારીઊં હોય, પોસહના અઢાર દોષ માંહેલો જે દોષ લાગો હોય. તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ઇતિ ॥ પછી નમુથ્થુંણંનો પાઠ ભણવો, પછી સામાઇય વયજુત્તાનો પાઠ ભણવો, પછી ચાર નવકાર ગણીને ઊઠવું ॥ ઇતિ ॥ ૨ ॥



# પચ્ચખ્ખાણો.



## અથ નમુક્કાર સહિનું પચ્ચખ્ખાણ ॥

ઉગ્ગએ સૂરે નમુક્કાર સહિયં પચ્ચખ્ખામિ
ચઉવિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં
અન્નથ્થણાભોગેણં સહસ્સાગારેણં વોસિરામિ ॥ ઇતિ ॥ ૧ ॥



## પોરિસીનું પચ્ચખ્ખાણ ॥

ઉગ્ગએ સૂરે પોરિસીયં સાઢ પોરિસીયં
પચ્ચખ્ખામિ ચઉવિહંપિ આહારં અસણં
પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણાભોગેણં
સહસ્સાગારેણં પછન્નકાલેણં દિસામોહેણં
શાહૂવયણેણં સવ્વસમાહિ વત્તિઆગારેણં વોસિરામિ ॥ ૨ ॥



# પુરિમઢ્ઢનું પચ્ચખ્ખાણ ॥

ઊગ્ગએ સૂરે પુરિમઢ્ઢં પચ્ચખ્ખામિ ચઉવિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણા ભોગેણં સહસ્સાગારેણં પચ્છન્ન કાલેણં દિસા મોહેણં શાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વ સમાહિવત્તિ આગારેણં વોસિરામિ ॥ ૩ ॥



# એકાસણા બિયાસણાનું પચ્ચખ્ખાણ.

એગાસણં બિયાસણં પચ્ચખ્ખામિ દુવિહંપિ
આહારં અસણં ખાઇમં અન્નથ્થણા ભોગેણં
સહસ્સાગારેણં સાગારિ યા ગારેણં
આઉટણ પસારેણં ગુરૂ અભ્ભુઠાણેણં
પારિઠ્ઠાવણિયાઆરેણં મહત્તરા ગારેણં
સવ્વસમાહિ વત્તિઆગારેણં વોસિરામિ ॥ ૪ ॥



## એકલઠાણાનું પચ્ચખ્ખાણ.

ઉપર પ્રમાણે આઉટણ પસારેણં સિવાયના આગારો કહેવા. ।૫।



## અથ આયંબિલનું પચ્ચખ્ખાણ ॥

આયંબિલં પચ્ચખ્ખામિ અન્નથ્થણાગેણં
સહસ્સાગારેણં લેવા લેવેણં ગિહસ્થ સંસઠ્ઠેણં
ઉખ્ખિત્ત વિવગેણં પારિઠ્ઠાવણિઆગારેણં
મહત્તરાગારેણં, સવ્વસમાહિ વત્તિઆગારેણં
પાણસ્સ લેવેણવા અલેવેણવા અચ્છેણવા
બહુ લેણવા સસિથ્થેણવા અસિથ્થેણવા વોસિરામિ ॥ ૬ ॥



## અથ તિવિહાર ઉપવાસનું પચ્ચખ્ખાણ ॥

ઉગ્ગએ સૂરે અભ્ભત્ત ટ્ઠં પચ્ચખ્ખામિ તિવિહંપિ
આહારં અસણંખાઇમં સાઇમં અન્નથ્થણા ભોગેણં
સહસ્સાગ્ગારેણં પારિઠ્ઠાવણિઆગારેણં મહુત્તરાગારેણં
સવ્વસમાહિવત્તિ આગારેણં વોસિરામિ ॥ ૭ ॥



## અથ ચઉવિહાર ઉપવાસનું પચ્ચખ્ખાણ॥

સૂરે ઉગ્ગે અભ્ભત્તઠ્ઠં પચ્ચખ્ખામિ ચઉવિહંપિ આહારં
અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણા ભોગેણં સહસ્સાગા-
રેણં પારિઠ્ઠાવણિયાગારેણં મહુત્તરાગારેણં સવ્વસમાહિ વત્તિઆ
ગારેણં વોસિરામિ ॥ ઇતિ ॥



## વિગયનું પચ્ચખ્ખાણ ॥

વિગઇય પચ્ચખ્ખામિ અન્નથ્થણા ભોગેણં સહસ્સાગારેણં
લેવા લેવેણં ગિહુથ્થ સંસઠ્ઠેણં ઉખ્ખિત્તવિવગેણં પડુચ્ચ

મજ્ઝિમએણં પારિઠ્ઠાવણિઆગારેણં મહત્તરાગારેણં સવ્વ
સમાહિવત્તિઆગારેણં વોસિરામિ ॥



## અથ સાંજે ચઊવિહારનું પચ્ચખ્ખાણ ॥

દિવસ ચરિમં પચ્ચખ્ખામિ ચઉવિહંપિ આહારં અસણં
પાણં ખાઈમં સાઇમં અન્નથ્થણા ભોગેણં સહસ્સાગારેણં
મહત્તરાગારેણં સ૦વસમાહિવત્તિઆગારેણં વોસિરામિ ॥ ૨ ॥
ઇતિ ચઊવિહાર પચ્ચખ્ખાણ ॥



## અથ ધારણા પ્રમાણે પચ્ચખ્ખાણ ॥

ધારણા પ્રમાણે અરિહંત સખ્ખિયં સિદ્ધ સખ્ખિયં,
સાહૂ સખ્ખિયં કેવલિ સખ્ખિયં સંઘ સખ્ખિયં
અપ્પસખ્ખિયં સહસ્સાગારેણં મહત્તરાગારેણં વોસિરામિ
॥ ૮ ॥ ઇતિ પચ્ચખ્ખાણ સંપૂર્ણ.



# શ્રી કકાવળિની શિખામણ.

કકા તું કર કલ્યાણ, કર્મ સહુ દુર કરીને,
વર શિવ રમણી નાર, ધર્મનું ધ્યાન ધરીને;
ખખા ખોડ સહુ મોડ, પાપ કર્મો કરવાની,
ખબડદાર થઇ ખુબ, હોંસ કર શિવ વરવાની. ॥ ૧ ॥

ગગા તજી દે ગર્વ, ગર્વથી સારૂં ન થાયે,
ગર્વ કર્યો રાવણે, જીવથી જુવો તે જાયે;
ઘઘા ઘેરશે કાળ, ઘડી ઘડયાળો થાશે,
જમડા મારીને માર, જીવડાને લઇ જાશે. ॥ ૨ ॥

ઙ અક્ષર ગણકાર કરી, ગણગણતો બોલે,
સમજ થાય નહિ કાંહિ, ચિત્તની વાત ન ખોલે;
ક વર્ગના યે પાંચ અક્ષરો ચિત્ત ધરીને,
કકા તું કર કલ્યાણ, કર્મ સહુ દુર કરીને. ॥ ૩ ॥

ચચા ચતુર થઈ આમ, ધર્મનું ધ્યાન કાં મુકે,
ચાલતિ આ ઘટમાળ, ચોરાશિની નહિ ચુકે;
છછા ન કર છળ છીદ્ર, બહુ જીવોની સાથે,
એમ કરીને પાપ પોટલો, બાંધ્યો માથે. ॥ ૪ ॥

જજા જગતની વાત, જુગતસું જાણી લેજે,
છે ખટપટ જંજાળ, માટે સહુ મુકી દેજે;
ઝઝા તું ઝટ કરી જાગ, પ્રમાદમાં સુતો શું છે,
એહિ બાદશાહ તણા માંહેલો એકજ તું છે. ॥ ૫ ॥

ઞ અક્ષરથી ભજો, તમે ૐકાર હે ભાઈ,
શબ્દનું સાચું રૂપ, સર્વ ૐકારથી થાઇ;
ધન જોબન એમ જાય, જાણ વિજળી ઝબુકે,
ચચા ચતુર થઈ આમ, ધર્મનું ધ્યાન કાં મુકે. ॥ ૬ ॥

ટ ટપલે ટીપાય, માયામાં મગ્ન થઇને,
તોપણ નાવે લાજ, અંધને થાકયો કહીને;
ઠાલિ કરે ઠકુરાઇ, ઠઠા તું ઠાલો ઘરમાં,
વળે ન તારૂં કાંઈ, દરની માટી જાય દરમાં. ॥ ૭ ॥

ડડા ડરીને ચાલ, વાત કહું સાચે સાચી,
ડાકણ જગને ખાય, રહ્યો શું તેમાં રાચી;
ઢઢા શું થઈને ઢોર, ચોરના જેવો દીસે,
મોહે આપી ઘંટી તે, બેઠો પીસણા પીસે. ॥ ૮ ॥

ણ અક્ષર તું કેમ, વાંકડો થઈને ચાલે,
યમના હાથે જતાં, તને અગ્નિમાં ઘાલે;

ટ વર્ગના યે પાંચ અક્ષરો, સાથે લઇને,
ટ ટપલે ટીપાય, માયામાં મગ્ન થઇને. ॥ ૯ ॥

તતા તને મદ્ય માંસ, ખાતાં બહુ મીઠું લાગે,
પરમા ધામિ માર, મારે તવ આઘો ભાગે;
થથા થાને તૈયાર, કર્યાં તે ભોગવવાને,
ઉખળે મુકયું માથું, પછે રડવાનું શાને. ॥ ૧૦ ॥

દદા દેવું તે ખરૂં, લેણું લેવું તે ખોટું,
આપી દે સહુ કરજ, દદા તું દિલ કર મોટું;
ધધા ખાય તું ધકા, ટકાના તેર થવાને,
ધારી લે તું ધર્મ, ભાઈજી મોક્ષ જવાને. ॥ ૧૧ ॥

નના ન કરિયે નકાર, આવે કોઈ અતિથિ આંગણ,
ગૃહસ્તિને ઘેર નિત્ય, ઉઠી આવે છે માંગણ;
ત વર્ગના એ પાંચ અક્ષરો, સુતા જાગે,
તતા તને મદ્ય માંસ, ખાતાં બહુ મીઠું લાગે. ॥ ૧૨ ॥

પપા છોડી દે પાપ, પાપથી નરકે જાવું,
પરમા ધામિ તણા, પ્રહારોથી દુઃખિ થાવું;
ફફા ન મારીસ ફુલ, ભુલ આપણી વિચારી,
વગર વિચારે કામ કરેથી, થાશે ખ્વારી. ॥ ૧૩ ॥

બબા બધાની સાથ, મળિને સંપમાં રહેજે,
સંપ માંહે કદિ દુઃખ થાય, તો સહન તું કરજે;
ભભા તું કરજે ભલાં કામ, આ જગમાં રહિને,
ભેળસેળ કાંઇ વસ્તુ કરીશ નહિ ભેળા રહિને. ॥ ૧૪ ॥

મમા મોટકું મોક્ષ, મેળવી લેજે પ્યારૂં,
ઘરદારા સંસાર નથી, કોઈ જગમાં તારૂં;
પ વર્ગના એ પાંચ અક્ષરો, ને સમજાવું,
પપા છોડીદે પાપ, પાપથી નરકે જાવું, ॥ ૧૫ ॥

યયા તું યશ લઇ લે, યશથી આતમ તરશે,
જો જગમાં જસ હોય, સુમતિ તેને વરશે;
રરા રડે શા માટ. મુવાની પાછળ ભાઈ,
મળ્યું સહુ સ્વારથનું, નથી તારૂં તો કાંઈ ॥ ૧૬ ॥

લલા લખી લે વાત મારી એક ચિત્ત વિચારી,
અંત સમય નથી, માત તાત અને દારા તારી;
વસીકર્ણ કર્યું વવા, માયાયે વાતની વાતે,
મારી કાઢને બાર, માયાને લાતમલાતે. ॥ ૧૭ ॥

શશાની મરડી કોટ, પરાણે વાંકી કીધી,
તોપણ ધર્મની વાત, કદિ કીધી નહિ સિધી;

ય વર્ગના એ પાંચ, અક્ષરો શિક્ષા ધરશે,
યયા તું યશ લઈલે, યશેથી આતમ તરશે. ॥ ૧૮ ॥

ષષાનું ફાડયું પેટ, વેટ કરવાને કાજે,
તોપણ સમજે નહિ, મૂર્ખો મનથી ન લાજે;
દંતિ સને દાંત દાખવી, ને એમ કહે છે,
ચાવી જાશે કાળ, દાંત મોટા જેના છે. ॥ ૧૯ ॥

હહા હસીશ નહિ બહુ, બહુ હસવે રોવું છે,
મુસાફરીમાં હહા, હસીને જાવાનું છે,
ળ અક્ષર શામાટે, રચ્યો હશે વિધિએ કહોને,
કામ ન આવે કાંહિ, અજાગળે સ્તન જુવોને. ॥ ૨૦ ॥

ક્ષને કહું છું ક્ષમા કરી, કરજે શુભ કામો,
ક્ષમા કરેથી રહે જગતમાં, રૂડાં નામો;
ષષા તણા એ પાંચ સોબતી મનથી લાજે,
ષષાનું ફાડયું પેટ, વેઠ કરવાને કાજે. ॥ ૨૧ ॥

જ્ઞ તો જ્ઞાની પુરો જ્ઞાનની, વાત જણાવે,
જ્ઞ તો જ્ઞાની પુરો, જ્ઞાનના ગ્રન્થ લખાવે;
શ્રીને ઓળખો સહુ શ્રીને તો લક્ષ્મી કહે છે,
શ્રીને પુજ્યા થકી લક્ષ્મી દાસી થઇ રહે છે ॥ ૨૨ ॥

કકાવળિની શીખ, વિચારી મનમાં લેજો,
એ શિક્ષાપર ધ્યાન, શ્રાવકો પુરૂં દેજો;
કરી તમારે કાજ, કકા પચવિશી આજે,
ધારી લેજો શિખ, શ્રાવકો ધર્મને કાજે. ॥ ૨૩ ॥

લોંકાગચ્છ કુંવરજી, પક્ષતણો હું સાધુ,
નેમચંદ્રજી ગુરૂ પ્રતાપે, ધર્મ આ લાધું;
નરપતિચન્દ્ર સૂરીશ્વર, ગચ્છમાં નાયક મારા,
ચાતુર માસું હાલ, જાલણાપુરમાં પ્યારા. ॥ ૨૪ ॥

ઓગણીસો છયાસઠ, તણી સાલે આંહી આવે,
વેરસિ સુત હીરજી, આગ્રહે કકો બણાવે;
પાચોરાપુર માંહિ, પચીશી પુરી કિધી,
મનસુખને પ્રભુ પાર્શ્વ આપશે ઋદ્ધિ સિદ્ધિ. ॥ ૨૫ ॥



# ॥ સીમંધર જિન સ્તવન ॥

॥ સુણો ચંદાજી, સીમંધર પરમાતમ પાસે જાજો ॥
મુજ વિનતડી પ્રેમ ધરીને એણી પરે તુમે સંભલાવજો ॥ ટેક.
જે ત્રણ ભુવનનો નાયક છે ॥ જસ ચોસઠ્ઠ ઇંદ્રો પાયક છે ॥
નાણ દરિસણ જેહને ખાયક છે ॥ સુણો૦ ॥ ૧ ॥
જેની કંચનવરણી કાયા છે ॥ જસ ધોરી લંછન પાયા છે ॥
પુંડરગણિ નગરીનો રાયા છે સુણો૦ ॥ ૨ ॥
બાર પર્ષદા માંહિ બિરાજે છે ॥ જસ ચોત્રીશ અતિશય છાજે છે ॥
ગુણ પાંત્રીસ વાણીએ ગાજે છે સુણો૦ ॥ ૩ ॥
ભવિજનને તે પડી બોહે છે ॥ તુમ અધિક શિતલ ગુણ શોહે છે ॥
રૂપ દેખી ભવિજન મોહે છે ॥ સુણો૦ ॥ ૪ ॥
તુમ સેવા કરવા રસીઓ છું ॥ પણ ભરતમાં દુરે વસીઓ છું ॥
માહા મોહરાય કર ફશીઓ છું ॥ સુણો૦ ॥ ૫ ॥
પણ સાહિબ ચિત્તમાં ધરીયો છે ॥ તુમ આણાખડ્ગ કરગ્રહીયો છે ॥
પણ કાંઇક મુજથી ડરીયો છે ॥ સુણો૦ ॥ ૬ ॥
જિન ઊત્તમ પુઠ હવે પુરો ॥ કહે પદ્મ વિજય થાઊં શુરો ॥
તો વાધે મુજ મન અતિ નુરો ॥ સુણો૦ ॥ ૭ ॥



# ॥ અથ વિશે વિહરમાનનું સ્તવન. ॥

## ॥ રાગ રામકલી ॥

સીમંધર યુગમંધર બાહુ, ચોથા સ્વામી સુબાહુ;
જંબુદ્વીપ વિદેહેં વિચરે, કેવલ કમલા નાહુરે; ભવિ૦ ૧
વિહરમાન જિનવંદો આતમ પાપ નિકંદોરે. ભવિ૦ એ ટેક.
સુજાત સ્વયંપ્રભ ઋષભાનન, અનંત વીરજ ચિત્ત ધરીએં,
સૂરપ્રભ શ્રી વિશાલ વજ્રંધર, ચંદ્રાનન ધાતકીએંરે. ભવિ૦ ૨
ચંદ્ર બાહુ ભુજંગને ઈશ્વર, નેમિનાથ વીરસેન;
દેવ જશાચંદ્રજશા જીતવીરિય, પુખ્ખર ધીપ પ્રસન્નરે. ભવિ૦ ૩
આઠમી નવમી ચોવીશ પચવીશમી, વિદેહેં વિજય જયવંતા;
દશ લાખ કેવલી સો કોડ સાધુ, પરિવારેં ગહગહંતારે. ભવિ૦ ૪
ધનુષ પાંચસેં ઊંચી શોહે, સોવન વરણી કાયા;
દોષ રહિત સુર મહિ મહીતલ, વિચરે પાવન પાયારે. ભ૦ ૫
ચોરાશી લાખ પૂરવ જિન જીવિત, ચોત્રીશ અતિશય ધારી;
સમવસરણ બેઠા પરમેશ્વર, પડીબોહે નર નારીરે. ભવિ૦ ૬
ખીમા વિજય જીન કરૂણા સાગર, આપ તરયા પર તારે;
ધર્મ નાયક શિવ મારગ દાયક, જન્મ જરા દુઃખ વારેરે. ભવિ૦ ૭



# ॥પ્રથમ શ્રી વિનય અધ્યયનની સજાય॥

॥ શ્રી નેમીસર જિન તણુંજી ॥ એ દેશી ॥

પવયણ દેવી ચિત્ત ધરીજી, વિનય વખાણીશ સાર;
જંબૂને પૂછે કહ્યોજી, શ્રી સોહમ ગણધાર. ૧
ભવિકજન વિનય વડો સુખકાર ॥ એ આંકણી ॥
પહિલે અધ્યયને કહ્યોજી, ઉત્તરાધ્યયન મઝાર;
સઘલા ગુણમાં મુલગોજી, જે જિન શાસન સાર ભવિ૦ ૨
નાણ વિનયથી પામીએજી, નાણે દરિસણ શુદ્ધ;
ચારિત્ર દરિસણથી હુએજી, ચારિત્રથી પુણ સિદ્ધ. ભવિ૦ ૩
ગુરૂની આણ સદા ધરેજી, જાણે ગુરૂનો ભાવ;
વિનયવંત ગુણ રાગીઓજી, તે મુનિ સરલ સ્વભાવ. ભવિ૦ ૪
કણનું કુંડું પરિહરીજી, વિષ્ટા શું મન રાગ;
ગુરૂદ્રોહી તે જાણવાજી, સૂવર ઊપમા લાગ. ભવિ૦ ૫
કોહ્યા કાનની કૂતરીજી, ઠામ ન પામીરે જેમ;
શીલ હીણ અકહ્યાગરાજી, આદર ન લહે તેમ. ભવિ૦ ૬
ચંદ તણી પેરે ઉજળીજી, કીરતિ તેહ લહંત;
વિષય કષાય જીતી કરીજી, જે નર શીલ વહંત. ભવિ૦ ૭
વિજય દેવ ગુરૂ પાટવીજી, શ્રી વિજયસિંહ સૂરીંદ;
શિષ્ય ઉદય વાચક ભણેજી, વિનય સયળ સુખકંદ. ભવિ૦ ૮

## ॥ શિખામણની સજઝાય ॥

જીવ વારૂં છું મોરા વાલમા, પર નારીથી પ્રિતી મજોડ;
પરનારીની સંગત નહીં ભલી, તારા કુળમાં લાગશે ખોડ. જીવ૦ ૧
જીવ આ સંસાર છે કારમો, દીસે છે આળ પંપાળ;
જીવ એહવું જાણી ચેતજો, આગળ માછીડે નાંખી છેજાળ.જીવ૦ ૨
જીવ માત પિતા ભાઇ બેનડી, સહુ કુટંબ તણો પરિવાર;
જીવ વેતી વારે સહુ સગું, પછે લાંબા કીધા જુહાર. જીવ૦ ૩
જીવ ડેહેલી લગે સગો આંગણો, જીવ શેરીઅલગે સગી માય;
જીવ સીમ લગે સાજન ભલો, પછે હંસ એકિલો જાય. જીવ૦ ૪
જીવ જાતાંથકાં નવી જાણીઉં, નવિ જાણ્યો વાર કુવાર;
જીવ ગાડું ભરીયું ઇંધણે, વળી બોખરી હાંડલી સાર. જીવ૦ ૫
જીવ આઠમ પાખી ન ઓળખી, જીવ બહુળાં કીધાં પાપ;
જીવ સુમતિ વિજય મુનિ એમ ભણે,જીવ આવાગમણ નિવાર.જી.૬



## ॥ અનાથી મુનિની સજઝાય ॥

શ્રેણીક રયવાડી ચઢયો, પેખીઓ [illegible] એકંત;
વર રૂપ કાંતે મોહીઓ, રાય પૂછે એ કહોને વિરતંત. ૧
શ્રેણિકરાય હું રે અનાથી નિગ્રંથ, તિણ મેં લીધોરે
સાધુજીનો પંથ ॥ શ્રેણિક૦ એ આંકણી ॥

ઇણેં કોસંબી નયરી વસે, મુઝ પિતા પરિદલ ધન,
પરિવાર પુરેં પરિવરયો, હું છું તેહનોરે પુત્ર રતન. શ્રેણિ૦ ૨

એક દિવસ મુજને વેદના, ઊપની મેં ન ખમાય,
માત પિતા ઝૂરી મરે, પણ સમાધી કિણે નવિ થાય. શ્રેણિ૦ ૩

ગોરડી ગુણ મણિ ઓરડી, ચોરડી અબલા નાર,
કોરડી પીડા મેં સહી, ન કોણેં કીધી મોરડી સાર. શ્રેણિ૦ ૪

બહુ રાજ્યેં વૈદ્ય બોલાવિયા, કીધલા કોડી ઉપાય,
બાવના ચંદન ચરચિયા, તોહિપણરે સમાધિ ન થાય. શ્રેણિ૦ ૫

જગ માંહિ કો કેહનો નહીં, તે ભણી હુંરે અનાથ,
વીતરાગના ધરમ સરિખો, નહીં કોઇ બીજોરે મુકિતનો સાથ,
શ્રેણિ૦ ૬

વેદના જો મુઝ ઉપસમે, તો લેઉં સંજમ ભાર,
ઇમ ચિંતવતાં વેદના ગઈ, વ્રત લીધું મેં હર્ષ અપાર શ્રેણિ૦ ૭

કરજોડી રજા ગુણ સ્તવે, ધન ધન એહ અણગાર,
શ્રેણિક સમકિત પામિયો, વાંદી પોહોતોરે નગર મઝાર. શ્રેણિ૦ ૮

મુનિ અનાથી ગાવતાં, તુટે કર્મની કોડ,
ગણિ સમય સુંદર તેહના, પાય વંદેરે બે કરજોડ શ્રેણિ૦ ૯



# ॥ આઉખાની સજ્જાય ॥

આઉખું તુટાને સાંધે કો નહીંરે, તિણ કારણ મ કરો
જીવ પ્રમાદરે,
જરા આવ્યાને સરણું કો નહીંરે, હિંસા છોડીને દયા
પાળરે આઊખું૦ ૧

કુટુંબ કબીલા નારી કારણેરે, મૂરખ સંચ્યાં બહુલાં પાપરે,
ચોર તણી પેરે છંડી ઝુરશેરે, સહીશ ઈહલોક પરલોક
સંતાપરે. આઊખું. ૨

ઉંચાં ચણાવ્યાં મંદિર મળિયાંરે, દેહ ધરતીમે ઊંડી નીવરે,
એક દિન અણ જાણ્યું ઉઠી ચાલવુંરે, સુખ દુઃખ સેહેશે
આપણો જીવરે. આઊખું૦ ૩

ચક્રવર્તિ હરિબલ રાણા કેસવોરે, જો જો વળી ઈંદ્ર સુરાંનો નાથરે,
ઉગી ઉગીને એહુ આથમ્યારે, જો જો કોઈ અચરિજવાળી
વાતરે. આઊખું૦ ૪

અથિર સંસાર તજી મુનિ નિસર્યારે, કરતા મુનિ નવલા વિહારરે.
ભારંડ પક્ષીની દીધી ઉપમારે, ન ધરે મમતા નેહ લગારરે.
આઊખું૦ ૫

ચારિત્ર પાળે રૂડી રીતશુંરે, દેવે મુનિ અપનો ઉપદેશરે,
તે મુનિવર સીધાસે મોક્ષમાંરે, જશ લેઇ ઇહલોક પરલોકરે.
આઊખું૦ ૬

શબ્દ રૂપ દેખી સમતા ધરોરે, મ કરો મુનિ ભણ્યાનું
અભિમાનરે,
ઋષિ ચોથમલ સૂત્ર દેખીનેરે, જોડ કીધી જાલોર મઝારરે
આઊખું૦ ૭

# ॥ શ્રી ચંદ્રપ્રભુજીનું સ્તવન.॥

રાગ સીતલજીવરસવીય

ચંદ્રપ્રભુચિત ચોરીયું, સાહેબજી, અમને દેખાડી દિદારહો,
મનમાન્યું મોહનતુમ દર્શને, સાહેબજી, એ ટેક.
ભરતમાં ઘણું ભગવંતજી. સા, પંચમઆરેછે દુઃખહો, મન,
આપ બીરાજો સિવપુરમાં, સા, જ્યાંછે અનંતુ સુરકહો, મન. ૧
આવવા પ્રભુના ચરણમાં, સા, મનની ઘણીછે હોંસહો, મન,
પણ માગનારા કર્મની, સા, આંહીં ચાલે બહુ ધોંસહો, મન. ૨
કર્મ કુટિલને મે વિનવ્યું, સા, સમકિત આપુ જામીનહો, મન,
કર્મ કહે એ કબુલછે, સા, સમકિત રૂડા આમીન, હો મન. ૩
આપ તણો અનુચર આહીં, સા, સમકિત નામેછે સેઠહો, મન,
તેને સંદેશો મોકલો, સા, પોચાડે શિવપુર ઠેઠહો, મન. ૪
તો તુમ સેવક પર લખો, સા, પત્ર ભલામણ રૂપ હો, મન,
શ્રીજિનમંડળી વીનવે, સા, છોડાવો શિવના ભૂપહો, મન. ૫
નરપતિ ચંદ્રસૂરી શ્વર, સા, જેછે તુમારા દાસહો, મન,
તેણે ધર્મ મને દાખવ્યો, સા, મનસુખ મનમાંછે આસહો, મન. ૬

# શ્રી વિમળનાથજીનું સ્તવન.

રાગ ધનાશ્રી.

વિમળજિન વિમલકરો મહારાજ, વિમળકરો માહારાજ
વિમલ જિનવિમળકરો માહારાજ, સુધારો આત્મનાંકાજ, વિ.
મળઅશુચીથી આદેહી ભરેલી, તેમાં લોભાણો હેરાજ. વિ. ૧
કંચન કામિની પર બહુમાયા, એતો બગાડે છે કાજ. વિ. ૨
તેના મંત્ર ભ્રમણ ભુરકીથી, અંધ બન્યો હું આજ. વિ. ૩
મોહરાયની માયામાંહે કદિ ન પૂજ્યા જિનરાજ. વિ. ૪
જ્ઞાની ગુરૂયે બહુસમજાવ્યો, કર્ણે ન ધાર્યો અવાજ. વિ. ૫
ચોરીજારી અને અનાચારી, આવાં કર્યાં મે અકાજ. વિ. ૬
અજ્ઞાનમાં અહંકાર કર્યો બહુ, ઠાઠમાઠ સજી સાજ. વિ. ૭
આજ સહુતુમ આગેપ્રભુજી, દીલની કાડુછું હું દાજ. વિ. ૮
એ સહુ હું અપરાધ ખમાવું, હવેતો રાખો પ્રભુ લાજ. વિ ૯
દુઃખીયારાની દુઃખનીવાતો, સાંભળી કરોને સુકાજ વિ. ૧૦
શ્રી જિનમંડળીને મનસુખને, આપો શિવનો તાજ. વિ. ૧૧

સંવત ૧૯૬૬ ના સાલમાં શ્રી પુજ્યાચાર્ય ૧૦૦૮ શ્રી નરપતિચંદ્ર સુરીજીને બાલાપુરમાં ચાતુર્માસ રેહેવા માટે શેઠ પોપટ-લાલ ફુરશરામના ધર્મપત્નિ બાઈ સેજાંબાઈ તથા તેમના પુત્ર શોનલાલ શેઠે કરેલી વિનંતી.

* પદ. *

પધારો પધારો પધારોજી આજ,
સુરીશ્વર નરપતિચંદ્ર માહારાજ,
પધારી સુધારોને જૈન સમાજ,
પધારો પધારો પધારોજી આજ. ૧
બાલાપુરના શ્રી સંઘ વિનવે આજ,
આવિ ઉપદેસિ કરો અમ કાજ,
બહુ ઉપકારી તમે ગુરૂ રાજ,
પધારો પધારો પધારોજી આજ. ૨
ગુરૂસમ બિજો ન જગમાં કોય,
ભલે માત પીતા કે ભ્રાતાજી હોય,
તોએ અમ કોઈએ ન કરસે કાજ,
પધારો પધારો પધારોજી આજ. ૩
જ્ઞાન વિના અંધા જગતમાંહે લોક,
અજ્ઞાની મનુષ્ય ભવ ગુમાવે છે ફોક,
તેને તારનારા ખરા ગુરૂરાજ,

પધારો પધારો પધારોજી આજ. ૪

પ્રદેસીને તારી કર્યો સુરીઆભ,
શ્રેણીકને સમકીત દઈ કર્યો બહુ લાભ,
એ પણ ગુરૂરાજતણી છે નવાજ,
પધારો પધારો પધારોજી આજ. ૫

ચોમાસુ બાલાપુર માંહે રહો,
અમારા કર્મ દુષ્ટ દુરે દહો,
સેજાબાઈ વિનંતિ કરે ધર્મ કાજ,
પધારો પધારો પધારોજી આજ. ૬



## ગહુંળી.

( રાગ-દેસી ભવિકજનની. )

ભગવતિ સૂત્ર સુણો સહુરે,
વિવ્હા પન્નતી જસ નામરે ભવીકજન,
ભગવતિ સુણો સહુ ભાવથીરે. એ ટેક.

ઉગણીશે છાસઠ સાલમાંરે,
બાલાપુર મોઝારરે ભવીકજન,
ધર્મ ધમાલ માચી રહીરે,
જિનમંદિરે જયકારરે. ભ૦ ૧

પોપટલાલજીનો પુત્રજેરે,
સોનલાલ સુજાણરે ભવીકજન,
નિજ જનુનીને વિનવેરે,
માતાજી સુણો મમવાણરે. ભ૦ ૨
સરવ આગમ માંહે મોટકું રે,
ભગવતિ સુત્ર કેવાયરે ભવીકજન,
ભાવથકી જે કોઇ સાંભળેરે,
તે સીવપુરમાં જાયરે. ભ૦ ૩
સેજાબાઈ શુધ્ધ ભાવથીરે,
લળી લળી લાગે પાયરે, ભવિકજન,
ગુરૂવરને એમ વીનવેરે,
સુત્ર સુણવા મન થાયરે. ભ૦ ૪
સુભદીવસ સુભવારથીરે,
સુત્રનો આરંભ થાયરે, ભવિકજન,
મંગલવાજાં વાજતેરે,
ગોરડીઓ ગીત ગાયરે. ભ૦ ૫
સહસ છત્રીસ પ્રસન ભલારે,
વાંચે ત્યાં ગુરૂ રાયરે. ભવીકજન,
શ્રાવક શ્રાવીકા સુણીરે,
આણંદથી ઉભરાયરે. ભ૦ ૬

સુત્ર પુરણ થાતાં થકાંરે,
નિજઘર સુત્ર લઇ જાયરે, ભવીકજન,
સોનલાલ પૂજા કરેરે,
સેજાબાઇ હરખ ન માયરે. ભ૦ ૭
ગુરૂવરની પુજા કરેરે,
નવ અંગે ધરી નેહરે, ભવીકજન,
સુવર્ણ મોહોર ચડાવીનેરે,
મોતિડે વધાવે ગુણ ગેહરે. ભ૦ ૮
ઓગણીસે છાસઠ સાલમાંરે,
બાલાપુરની માંયરે, ભવીકજન,
શ્રીગુરૂરાય પસાયથીરે,
મુની મનસુખ ગુણ ગાયરે. ભ૦ ૯



## ગહુંળી.

( રાગ આવો એની આજ આપણે રમીએ. )

પધારો પુજ આંગણે મારેરે,
એમ વીનંતી કરે વારમવારે. ૫૦ એ ટેક.
મારે આંગણે આજ દિવાલીરે,
સહુ સંઘને આણંદ ભારીરે,

ગુરૂ મુખમાં મોહની બની સારી. પ૦ ૧

ગુરૂ ઉપદેશ અમૃતવારીરે,
નરનારી પીયે ધારી ધારિરે,
તેથી મેલવે સીવ સખી સારી. પ૦ ૨

રાગદ્વેષને દુરે ટાલીરે,
મોહમાન ગરવ દીધા ગાલીરે,
ક્રૂર કર્મોને નાખ્યાં છે બાલી. પ૦ ૩

દક્ષિણ દેશ બાલાપુર ગામરે,
ચિંતામણ પ્રભુ પાર્શ્વનુ ધામરે,
ગુરૂરાજ પધારયા તે ઠામ. પ૦ ૪

જ્ઞાન ધ્યાનમાં આપ છો પુરારે,
શુધ્ધ સીયળ પાળવે સુરારે,
નહીં કોઇ જ્ઞાનમાં અધુરા. પ૦ ૫

પાંચ ઇંદ્રીને વશ માંહે રાખીરે,
આઠ પ્રવચનને કરી સાખીરે,
ભવી જનને ધરમ દીધો દાખી. પ૦ ૬

સકલ સંઘ સેજાંબાઇ સાથરે,
ગીરધરલાલ બાઇનો ભ્રાતરે,
વીનવે સર્વ મલી હે નાથ પ૦ ૭

બાલાપુરમાં આનંદ આજ ભારીરે,
ગુરૂને વંદન કરે નરનારીરે,
મનસુખ મનહર્ષ અપારી. પ૦ ૮



# શેઠ ઈશ્વરદાસ અમોચંદના ઉજમણાની ગહુળી.

[ રાગ ઉપરનો ]

ઊજમણામાં આજ આનંદ ભારીરે.
નરનારી જુવે ધારી ધારી. ઊ૦ ૧

અમીચંદ સુત ઇશ્વરદાસરે,
ધર્મ કાર્ય કરે બહુ ઉલાસરે,
તેથી પાર્શ્વ પ્રભુ પુરે આસ. ઊ૦ ૨

માહા સુદી પુનમ સુભ દીનરે,
ઊજમણામાં ચીત કરી લીનરે,
ધર્મ વચને ઉભા તે આધીન. ઊ૦ ૩

મોટો માંડવો નાખ્યો મનોહારીરે,
માંહે કામ કર્યું મેના કારીરે,
બહુ જોવા જાય નરનારી. ઉ૦ ૪

ત્રીગડામાં જીનરાજ બીરાજેરે,
ભવી કર્મ ચુરણને કાજેરે,
ત્રીભુવન પતી નાથ ત્યાં ગાજે. ઉ૦ ૫

નવ છોડ બાંધ્યા મોટે ઠાઠરે,
મધ્યે એક ફરતા બીજા આઠરે,
નવ સ્મર્ણના થાય ત્યાં પાઠ. ઉ૦ ૬

જ્ઞાન ઉપગર્ણ ગોઠવ્યા માંહીરે,
ઉપગર્ણ ચારીત્રના ત્યાંહીરે,
દરશણના પણ લાવ્યા ઉછાહી. ઉ૦ ૭

બેંડ વાંજાથી ગામ સહુ ગાજેરે,
ધજા પતાકા ફરકે સુકાજેરે,
ફોનુંગ્રાફ વાજે રૂડાં આજે. ઉ૦ ૮

પુજા નવ નવ નીત્ય ભણાયરે,
ઈંદ્રઈંદ્રાણી બની ગુણગાયરે,
અભીષેક પ્રભુનાં ત્યાં થાય. ઉ૦ ૯

જળજાત્રાનો વરઘોડો ભારીરે,
બહુ ઠાઠથી કરે તૈયારીરે,
સુરી નરપતી ચંદ્ર ક્રિયાકારી. ઊ૦ ૧૦

કુળવંતી કોયલબાઇ જેહરે,
લામણ દીવડો ધરતી તેહરે,
જલ કલશા લાવે જીન ગેહ. ઊ૦ ૧૧

માણેકચંદ મુનીમ હીરજી ભટરે,
પોપટ છગન વીરચંદને કહે ઝટરે,
મોતીબાઈ કરે બહુ ખટપટ. ઊ૦ ૧૨

શાંતીસ્નાત્ર ઓચ્છવને કાજેરે,
જલસાવે વીધીસું આજેરે,
મનસુખ કહે મંગળકાજે. ઊ૦ ૧૩



